Primary Geographical Series.

# Infant Geography of the Junagadh State.

FOR

Use in The Gujarati Second Standard.

BY

N. J. VAKHARIA.

( of the Junagadh Educational Department. )

## સંસ્થાન જુનાગઢની બાળ ભૂગોળ.



A. D. 1912. Price Rs. 0-1-6.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

જુનાગઢ સ્ટેટના કેળવણી ખાતાએ મંજુર કરેલી.

સંસ્થાન

# જુનાગઢની બાળ ભૂગોળ.

ગુજરાતી પ્રાથમિક બીજા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે.


લેખક અને પ્રકાશક,

નાનચંદ જશરાજ વખારીઆ.

સ્કૂલ માસ્તર દેવગામ. (જુનાગઢ).





આવૃત્તિ ત્રીજી પ્રત ૩૫૦૦ ઈ. સ. ૧૯૧૨.

કિમ્મત દોઢ આનો.

# પ્રસ્તાવના.

---

સને ૧૯૦૨ માં નામદાર મુંબઇ સરકારે નવાં ધોરણો મંજુર કર્યાં છે; તેમાં બીજા ધોરણમાં ભૂગોળના વિષયમાં 'પ્રત્યક્ષ અવલોકનથી બે સ્થળ વચ્ચેનું અંતર, કદ અને દિશાઓના શિક્ષણ સાથે સંસ્થાનની ભૂગોળનું નકશામાંથી સામાન્ય જ્ઞાન આપવાનું ઠરાવ્યું છે.' તેથી આ રાજ્યની પ્રાથમિક શાળાઓમાં સંસ્થાન મજકુરની ભૂગોળ શિખવવાનુ ઠરાવ્યું છે.

ઉક્ત હેતુ સચવાય અને બીજા ધોરણના વિદ્યાર્થીઓના હાથમાં મૂકી શકાય એવી ભૂગોળની બાળપોથીની સંસ્થાનની નિશાળોમાં જરૂર જણાઈ. આ ધોરણ માટે ભૂગોળની ચોપડી લખવાને જો કે આપણી ભાષામાં આ વિષયના સાહિત્યનો સાધારણ રીતે અભાવ છે. પરંતુ અંગ્રેજી ભાષામાં ધોરણવાર ભૂગોળની ઘણી ગ્રંથમાળાઓ જુદી જુદી પદ્ધતિથી લખાયલી હોવાથી, તેનું મારી શક્તિ અનુસાર અવલોકન કર્યું; તેથી આપણી ભાષામાં આવી એકાદ સચિત્ર અને નકશાવળી ગુજરાતી પ્રાથમિક શાળાઓ માટે ગ્રંથમાળા તૈયાર કરવાનો વિચાર ઉત્પન્ન થયો. પરંતુ ઉપર કહ્યુ તેમ આ વિષયમાં સાહિત્યનો અભાવ અને તન, મન અને ધનનો વ્યય કરી મેળવવા જતાં અધિકાર કે વગ વિના મળતાં નથી; તોપણ જે મળે તેથી બને તેટલું કરવું એ ઉદ્દેશથી **પ્રાથમિક ભૂગોળ ગ્રંથમાળાના** પહેલા અંક તરીકે સંસ્થાન જુનાગઢની બાળ ભૂગોળ તૈયાર કરીને શિક્ષકોની સન્મુખ મૂકવાનું સાહસ કર્યું છે. જો કે મારી શક્તિ પ્રમાણે ચોપડીમાં હકીકત, ચિત્રો અને નકશો મૂકીને શાળોપયોગી કરવાનો શ્રમ લીધો છે; તેમજ તાલુકા સ્કૂલોના હેડમાસ્તરો અને ખાતાના અનુભવી અધિકારીઓએ કરેલી કીંમતી સૂચનાઓનો અમલ કર્યો છે. છતાં કોઇ શિક્ષકને કંઇ દોષ માલમ પડે તો તે દરગુજર કરશે, અને સૂચના કરશે તો અન્ય આવૃત્તિમાં સહર્ષ સુધારવામાં આવશે.

પ્રથમની બે આવૃત્તિને શિક્ષકોએ જેવો આદર આપ્યો છે તેવોજ ત્રીજી આવૃત્તિને આપશે એવી આશા છે.

દેવગામ. [જુનાગઢ].<br>
તા. ૧૬-૧૧-૧૨. શનિ.

લી. કર્ત્તા.

# શિક્ષકોને સૂચના.

આ ધોરણના શિક્ષકોનો ઘણો ભાગ અન્-ટ્રેન્ડ હોવાથી ભૂગોળ શીખવવાનો ખરો માર્ગ જાણતા નથી, તેઓ ભૂગોળની ચોપડી પહેલેથી છોકરાઓના હાથમાં આપીને પસંદ કરેલાં સ્થળો પાઠે કરાવે છે; અને તેજ પરભાર્યાં નકશામાં બતાવે છે; તેથી આ વિષયમાં બાળકોને રસ પડતો નથી, અને શિક્ષકના આકરા હુકમ પ્રમાણે આક ધાતની પેઠે મોટેથી બુમો પાડતા અને નકશામાં જોઇને ભૂગોળનાં સ્થળોનો મુખપાઠ કરતા માલૂમ પડે છે. ભૂગોળ શીખવવાની આ રીત તો પસંદ કરવા લાયક નથી એ હરકોઇ શિક્ષક કબૂલ કરશેજ.

વિષયની શરૂઆતમાં બાળકોના હાથમાં ચોપડી હોવી નહિ જોઇએ, પણ અભ્યાસ પાઠ અપાઈ રહે, એટલે જેટલો વિષય શીખવાયો હોય, તેટલો ચોપડીમાંથી શિક્ષકે વાંચી બતાવવો; અને પછી તેટલાજ ભાગનું પુનરાવર્તન કરાવવું. પહેલાં શિક્ષકે બાળકોને તેના ડાબા જમણા હાથની ઓળખ તાજી કરાવવી, પછી ડાબા જમણા ફેરવવા; ડાબા હાથ તરફ ફરવું તે ડાબું ફરવું કહેવાય, અને જમણા હાથ તરફ ફરવું તે જમણું ફરવું કહેવાય, એ સમજણ પાડવી. ડાબી બાજુએ કઈ કઈ વસ્તુઓ છે? જમણી બાજુએ કઈ કઈ વસ્તુઓ છે? ડાબી બાજુએ જે જે વસ્તુઓ છે તેને ઉપાડયા વિના આપણી જમણી બાજુએ કરી બતાવો. તેમજ જમણી બાજુએ જે વસ્તુ છે, તે ડાબી બાજુએ કરી બતાવો. એજ રીતે આગળ પાછળનો ફેરફાર કરતાં શીખવવું. આપણા ફરવાથી ડાબું હોય તે જમણું, જમણું હોય તે ડાબું, આગળ હોય તે પાછળ, અને પાછળ હોય તે આગળ થાય છે. આ વાત ઘણાં ઉદાહરણો આપીને બાળકોના મનમાં ઠસાવવી. છેલ્લે તેઓના મનમાં નક્કી કરવું કે ડાબું જમણું અને આગળ પાછળ એ કાંઈ એકજ સ્થળ સાથે સમ્બન્ધ રાખતાં નથી; પણ જોનારની સ્થિતિ ઉપર આધાર રાખે છે; એટલે એક માણસને જે વસ્તુઓ ડાબી બાજુએ આવે

છે, તેજ વસ્તુઓ તેનાથી વિરૂદ્ધ ઊભેલા માણસને જમણી બાજુએ આવે છે. આટલું શીખવ્યા પછી દિશાઓ શીખવવી. દિશાઓ શીખવવા માટે છોકરાઓને સવારમાં ઊગતા સુરજનું દર્શન કરાવીને કહેવું કે સુરજ ઊગે છે, તે બાજુને ઉગમણી દિશા કહે છે. સાંજે આથમતો સુરજ બતાવીને કહેવું કે જે બાજુએ સુરજ આથમે છે, તેને આથમણી દિશા કહે છે. આ દિશાઓ સામસામી છે તે વાત પ્રત્યક્ષરીતે પડછાયા ઉપરથી સમજાવવી. પછી સવારે સુરજ તરફ મોં રખાવીને બાળકને ઊભો રાખવો, તેના બે હાથ ખભાને સમાંતર લાંબા કરાવવા; તો જમણા હાથ તરફ જે દિશા આવે તે દક્ષિણ દિશા; અને ડાબા હાથ તરફ જે દિશા આવે તે ઉત્તર દિશા કહેવાય છે એમ કહેવું. દિશા શીખવવાને માટે ભૂગોળમાં પહેલું ચિત્ર આપ્યું છે તે બતાવીને સમજાવવું. પછી તે દિશાઓનો ઓરડાની ચાર દિશા સાથે સમ્બન્ધ જોડવો; ઓરડાના ખૂણા બતાવવા, ઓરડાની બે બાજુ વચ્ચે જેમ ખૂણો પડે છે, તેમ બે દિશા વચ્ચે ખૂણો પડે છે. આને માટે ચોપડીમાં બીજું ચિત્ર આપ્યુ છે તે બતાવીને સમજાવવું. બની શકે તો ઓરડાની જમીન ઉપર આવુ દિશાદર્શક ચિત્ર હમેશ ટકે એવું કાઢવું. ચાર દિશા ને ચાર ખૂણા આવડયા પછી આપણા ઉપર આકાશ અને નીચે જમીન એ બે દિશાઓ વધારતાં કુલ દશ દિશાઓ થાય છે તે કહેવુ. ત્યાર પછી જે ઓરડામાં વર્ગ બેસતો હોય તે ઓરડાને ફૂટ, ગજ કે અમુક માપવડે ભરાવવો, પછી કાળું પાટિઉં ભોંય ઉપર પાથરીને તેના ઉપર દિશાઓ માંડીને ફૂટ કે ગજનો અમુક સ્કેલ લઇને ભોંય તળીઆનો નકશો કાઢવો. તેથી સમજાવવું ઠીક પડશે કે ઓરડાની જગા મોટી છે, અને આ નકશો નાનો થયો. પછી આખી નિશાળનો નકશો કાઢીને તેની સાથે નિશાળનું કમ્પાઉંડ, આસપાસની સડકો તથા મહોલ્લાઓ વગેરે જોડવાં; તેમજ દરેક દિશાએ જે જે ઘર, ચોક કે બજારો આવ્યાં હોય તે તે વિદ્યાર્થીઓને પૂછીને ચીતરવાં. એ રીતે ગામનો નકશો પાથરેલા પાટિઆ ઉપર કાઢીને દિશાનો સમ્બન્ધ સાથે શીખવવો.

ગામનો નકશો શીખવ્યા પછી આસપાસ નદી, તળાવ, ડુંગર, સડક કે રેલવે હોય તેનુ પ્રત્યક્ષ અવલોકન કરાવીને તેનાં નામ આકાર સાથે પા-

ટિઆપરના નકશામાં લખવાં; ત્યાર પછી પોતાનું ગામ કયા મહાલમાં આવ્યું છે તે પૂછવું, અગર શિક્ષકે પોતે કહેવું. આટલું થયા પછી પાથરેલું પાટિઉં ઊભું કરીને ઘોડી ઉપર ચઢાવવું, જેથી ઉત્તર દિશા ઉપર અને દક્ષિણ દિશા નીચે આવશે, તે ઉપરથી સમજાવવું કે જમીન ઉપરની ઉત્તર દિશા ને ઘોડી ઉપરની ઉત્તર દિશા એ બન્ને એકજ છે. આટલું થયા પછી નકશો ઘોડી ઉપર કે ભીંત ઉપર લટકાવવો, ને તેની દિશાઓ ઉપર કહ્યા મુજબ ઓળખાવવી. ત્યાર બાદ પોતાનું ગામ તથા મહાલનું ગામ બતાવવું. મહાલનું ગામ પોતાના ગામથી કઇ દિશાએ આવ્યું છે, તથા કેટલે છેટે આવ્યું છે તે પૂછવું અથવા કહેવું. મહાલના ગામ સાથે પોતાના ગામને જે જાતનો સમ્બન્ધ હોય તે કહેવો; અને કસ્બામાંથી જે જે અમલદારો પોતાના ગામમાં આવતા હોય તે તે યાદ કરાવી સમ્બન્ધ કહેવો. *

દિશાઓનું જ્ઞાન પાકું થયા પછી નકશામાં જુદા જુદા રંગ તરફ ધ્યાન ખેંચીને પ્રથમ જમીન અને પાણીનો ભેદ જણાવવો. પછી જુનાગઢના રાજ્યની દક્ષિણે અને પશ્ચિમે દરિઓ છે, તેનો રંગ વાદળી છે, રાતા રંગવાળો મુલક ખુદાવંદ નવાબ સાહેબનો છે, વચ્ચે વચ્ચે બીજા રંગવાળા ભાગ આવેલા છે, તે બીજા રાજાના છે એમ જણાવવું; અને રંગ વિનાનાં સરહદનાં રાજ્યોની પણ સમજુતી આપવી. આ વખતે બાળકોને સમજાવવું કે નદી વાંકીચુકી ને જાડી પાતળી લીટીઓથી બતાવી છે. તળાવ કે સરોવર મોટા કુંડાળાંથી, પર્વતો કાનખજૂરાના પગ જેવી લીટીઓથી, નાનાં ગામો નાનાં મીંડાંથી અને મોટાં ગામો મોટાં મીંડાંથી દેખાડવામાં આવ્યાં છે. પાકી સડક અને રેલ્વેના રસ્તાઓની ઓળખ નકશો જોવરાવીને. તથા વ્યાખ્યામાં આપેલું ચિત્ર બતાવીને પાડવી.

મહાલો અને ગામો શીખવતી વેળાએ તે ગામની જાણવાલાયક પેદાશ, આસપાસ કાંઇ જોવા જેવું હોય તે, ભૂતળ રચના, નદી, તળાવ, પર્વત કે દરિઆ કિનારો પાસે આવ્યો હોય તો તે પ્રત્યક્ષ બતાવીને તેની વાત સમજાવવી. વહીવટદાર, મુનસફ અને ફોજદાર જે જે વખતે ગામમાં

* આ વખતે બીજી ચોપડીના ૩૬ થી ૪૦ પાઠ અભ્યાસમાં વાંચવા.

આવતા હોય, તે તે પ્રસંગ યાદ લાવીને તેમની કામગીરી ટુંકામાં કહેવી. રાજા કયાં રહે છે, તે કહી કે કહેવરાવીને તેનું નામ તથા જાત શીખવવાં; તેમજ હાલનો રાજકારભાર કોણ અને તે શી રીતે ચલાવે છે, તે રાજ વહીવટની હકીકત આપી છે, તે વાંચીને બાળકોને સમજાવવી. નદીઓના વહન ઉપરથી જમીનનો ઢાળ બતાવવો. નદી એક કરતાં વધારે મહાલમાં થઇને વહેતી હોય તે તથા તેના ઉપર આવેલાં ગામો કહેવાં, ને મૂળથી મુખ સુધી બતાવતાં શીખવવી. મહાલમા ડુંગર હોય તો તેની ઉંચાઇ, તે-પરનાં દહેરાં વગેરે જે હકીકત જાણવાલાયક હોય તે, તેમજ જાત્રા સમ્બન્ધી દંતકથા હોય તે સહેલી ભાષામાં કહેવી.

દિશાઓ પછી વ્યાખ્યાઓ આપી છે, તે બધી શીખવવાની જરૂર નથી; પણ મહાલના વર્ણનમા જેમ જરૂર પડે તેમ કુદરતી સાધનો પ્રત્યક્ષ બતાવીને અથવા જમીન ઉપર તેના ઘાટ બનાવીને શીખવવી. મહાલનાં ગામ, આંકડા મુખપાઠ કરાવવાની જરૂર નથી; પણ મહાલોનુ નાનામોટાપણું સમજાવવાને માટે આપ્યા છે. તેમજ રાજવહીવટની હકીકત આપી છે, તે અક્ષરે અક્ષર પાકી કરાવવાની જરૂર નથી, પણ મહાલના વર્ણનમાં જેમ જરૂર પડે તેમ તેની મુખ્તેસર હકીકત કહેવી. મતલબ કે બાળકો ઉપર વિ-શેષ બોજો ન પડવો જોઇએ; પોતાના મહાલની હકીકત વિશેષ કહેવી; અને બીજા મહાલોની સામાન્ય હકીકત કહેવી.



# જુનાગઢ રાજ્યની ભૂગોળ.

## દિશાઓ સંબંધી હકીકત.



ટીપ—છોકરાંઓને દિશાઓની હકીકત આપવા સારૂ શિક્ષકે બાજુ પરનું ચિત્ર સમજાવવું. જેવી રીતે સુરજ તરફ મોં અને હાથ રાખીને છોકરાને ઊભો રાખ્યો છે, તેવી રીતે છોકરાંઓને હારબંધ ઊભાં રાખવાં, અને ચિત્ર સાથે સરખામણી કરાવવી.

## ચાર દિશાઓ.

જે બાજુ તરફ સુરજ ઊગે છે, તે બાજુને ઉગમણી કે પૂર્વદિશા કહે છે. જે બાજુ તરફ સુરજ આથમે છે, તે બાજુને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા તરફ મોં રાખીને ઊભાં રહેતાં ડાબા હાથ તરફ જે દિશા આવે તેને ઉત્તર દિશા કહે છે; અને જમણા હાથ તરફ જે દિશા આવે તેને દ[illegible] દિશા કહે છે.




**ટીપ**—ખૂણા શીખવવા માટે કાળા પાટિઆ ઉપર અથવા ભોય ઉપર મોટો ચોરસ કાઢવો, અને તે ચોરસની બાજુ ઉપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી તેના કર્ણ સાધીને છેદન બિંદુમાં છોકરાને ઊભો રાખીને ખૂણાની સમજ પાડવી. બે બાજુ વચ્ચે જે જે ખૂણા આવે તેનાં નામ બોલતાં અને લખતાં શીખવવાં.

## ચાર ખૂણાઓ.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને **ઇશાન** ખૂણો કહે છે.
પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિ** ખૂણો કહે છે.
દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **નૈઋત્ય** ખૂણો કહે છે.
પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને **વાયવ્ય** ખૂણો કહે છે.

ચાર મુખ્ય દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ છે. તેમાં ઉપરની **આકાશ** અને નીચેની **પાતાળ** દિશાઓ મળીને દશ દિશાઓ થાય છે.



**ટીપ**—બની શકે તો નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પ્રમાણે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી. જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવાથી દિશાઓની સમજ સારી પડશે.

# નકશાઓની દિશાઓ.

નકશો સારી રીતે દેખાય એમ સામો ભીંત ઉપર કે લાકડાની ઘોડી ઉપર લટકાવીએ તો તેની ઉપરની બાજુને ઉત્તર દિશા કહે છે. નીચેની બાજુને દક્ષિણ દિશા કહે છે. જોનારના જમણા હાથ તરફની બાજુને પૂર્વ દિશા કહે છે; અને ડાબા હાથ તરફની બાજુને પશ્ચિમ દિશા કહે છે.

ટીપ—નકશાની દિશાઓ અને કુદરતી દિશાઓ એકજ છે, તે બાળકોને સમજાવવા માટે નકશાને ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી. પછી નકશો એમને એમ ઉપાડીને ભીંત ઉપર લટકાવવો, જેથી બાળકોના મનમાં ભેદ રહેશે નહિ.

## વ્યાખ્યાઓ.

પૃથ્વીના મુખ્ય બે ભાગ પડે છે. ૧ કોરી જમીન. ૨ પાણી.

## કોરી જમીન.

૧ જે ઠેકાણે થોડાં ઘરો ને થોડાં માણસોની વસ્તી હોય, તે ઠેકાણાને ગામ કે ગામડું કહે છે.

૨ જે ઠેકાણે ગામડાથી વધારે ઘરો ને વધારે માણસોની વસ્તી હોય, તેને કસ્બો કહે છે.

૩ જે ઠેકાણે કસ્બા કરતાં ઘરો ને વસ્તી વધારે હોય અને બજારો હોય તેને શહેર કહે છે.

૪ સરકાર પેદાશ લેવાને અને બંદોબસ્ત રાખવાને સગવડતાને સારૂ કેટલાંક ગામોનો જથો બાંધે તેને મહાલ કે તાલુકો કહે છે.

૫ ઘણા મહાલ કે ઘણા તાલુકા મળીને એક રાજ્ય થયેલું હોય તેને સંસ્થાન કહે છે.

૬ જે શહેરમાં રાજકર્તા રહેતો હોય, તેને રાજધાની કહે છે.

૭ શહેર દરિઆ કિનારે આવેલું હોય, અને ત્યાં વહાણો મારફત માલ ચઢતો ઉતરતો હોય તે શહેરને બંદર કહે છે.

૮ જે સડક ઉપર આગગાડી ચાલતી હોય તેને રેલવે કહે છે; અને આગગાડી જે ગામ પાસે ઊભી રહેતી હોય તે ગામને સ્ટેશન કહે છે.

૯ જમીનના થોડા ઊંચા ભાગને ટેકરો કહે છે. ટેકરાથી ઊંચો હોય તેને ડુંગર કહે છે.

૧૦ ડુંગર કરતાં વધારે ઊંચા ભાગને પર્વત કે પહાડ કહે છે.

૧૧ ટેકરાઓની લાંબી હાર થયલી હોય તેને ધાર કહે છે.




## પાણી.

૧૨ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળીને ઢળતી જગામાં વહી સમુદ્રને મળે તેને નદી કહે છે.

૧૩ જે ઠેકાણેથી નદી નીકળે તેને મૂળ કહે છે; અને જે ઠેકાણે નદી મળે તે ઠેકાણાને મુખ કહે છે.

૧૪ એક નદી બીજી નદીને જે ઠેકાણે મળે તે ઠેકાણાને સંગમ કહે છે.

૧૫ ચારે બાજુએ પાણીથી વીંટાયલા જમીનના ભાગને બેટ કહે છે.

૧૬ ચારે બાજુએ જમીનથી વીંટાયલા પાણીના ભાગને તળાવ કે સરોવર કહે છે.

૧૭ પૃથ્વી ઉપરના ખારા પાણીના મોટા ભાગને **સમુદ્ર** કે **દરિઓ** કહે છે.

૧૮ જમીનનો જે ભાગ ત્રણ બાજુએથી દરિઆના પાણીથી વીંટાયલો હોય તેને **દ્વીપકલ્પ** (લગભગ બેટ જેવો) કહે છે.

## જુનાગઢ રાજ્યનું સામાન્ય વર્ણન.

**શ્રી સોરઠ સરકારનું** રાજ્ય કાઠિઆવાડની અંદરનાં બધાં રાજ્યો કરતાં વિસ્તાર અને અધિકારમા પહેલુ ગણાય છે. આ સંસ્થાન કાઠિઆવાડના દક્ષિણ ભાગમાં આવ્યુ છે; કાઠિઆવાડનાં ઘણા ખરાં સસ્થાનો અને તાલુકાઓ આ રાજ્યને ખંડણી આપે છે, તે **જોરતલબી** કહેવાય છે. આ ખંડણી અગ્રેજ સરકાર ઉઘરાવીને સોરઠ સરકારને મોકલાવી દે છે.

આ રાજ્યની રાજધાની **જુનાગઢ** છે, તે ગિરનાર પર્વતની આથમણી બાજુએ નજીકમાં આવેલુ છે. તેમા રાજકર્ત્તા રહે છે, તેને **નવાબ સાહેબ** કહે છે.

**સીમા કે હદ**—ઉત્તરે હાલાર પ્રાંત તથા જેતપુર તાલુકો; પૂર્વે ગોહિલવાડ પ્રાંત, ગાયકવાડી અમરેલી મહાલ અને કાઠી દરબારોના સંસ્થાનો આવેલાં છે; દક્ષિણે આરબી સમુદ્ર, ને પશ્ચિમે આરબી સમુદ્ર ને પોરબંદરનું રાજ્ય છે.

**વિસ્તાર**—આ રાજ્યનું એકંદર ક્ષેત્રફળ ૩૨૮૩ ચોરસ માઇલ છે. કુલ ગામો ૮૬૨ છે. સને ૧૯૧૧ ની ગણતરી પ્રમાણે ૪૩૩૪૫૨ માણસની વસ્તી છે.

**કુદરતી વિભાગ**—આ રાજ્યની જમીનની જાત, ડુંગર, હવા અને દરિઆકાંઠાને લીધે ચાર ભાગ પડે છે. (૧) ગિરનાર ને ગિર, (૨) ઘેડ, (૩) નાઘેર, (૪) સપાટ દેશ.

**૧ ગિરનારને ગિર**—ગિરનાર એ ૧૦–૧૨ ગાઉનું ફરતું જંગલ છે. મધ્યમાં ગિરનારનો પહાડ છે, તેને ફરતી પર્વતની હાર છે; વચ્ચે નાની ખીણો છે. તેમાં જુદી જુદી જાતનાં સુગંધી ને ઉપયોગી ઝાડો થાય છે.

ગિર—આ ડુંગરી પ્રદેશ ૪૦ મૈલ લાંબો અને ૨૦ મૈલ પહોળો છે. તેમાં નાના મોટા ડુંગરો અને ધારો ઘણાં છે; ત્યાં પુષ્કળ જાતનાં ઇમારતી લાકડાં થાય છે. અંદર કોઇ કોઇ જગ્યોએ થોડી ખેતી થાય છે. આ જંગલમાં કેશવાળીવાળા સિંહો થાય છે. આખા હિંદુસ્તાનમાં આ જાનવર અહિંઆંજ થાય છે.

૨ ઘેડ—રાજ્યના નૈૠત્ય કોણ તરફના સમુદ્ર કાંઠા પાસેના નીચા ભાગને ઘેડ કહે છે, ભાદર, ઓઝત અને ઉબેણ નદીઓમાં ચોમાસામાં રેલ આવે છે; ત્યારે આ ભાગમાં બધે પાણી ફેલાઇ જાય છે, તે વખતે ઘેડનો દેખાવ મોટા સરોવર જેવો થઈ જાય છે; અને તેમાં ગામડાં બેટની માફક તરતાં દેખાય છે. આમ હોવાથી ઘેડમાં કોઇ વખતે વરસાદ ન હોય તોપણ નદીઓની રેલને લીધે અનાજ પાકે છે.

૩ નાઘેર—ગિરની દક્ષિણે આવેલા સમુદ્ર કાંઠાના લગતા પ્રદેશને નાઘેર કહે છે. આ પ્રદેશમાં ગિરમાંથી નીકળતી ઘણીક નદીઓ વહે છે, તેથા જમીન બહુ રસાળ છે. આ કારણને લીધે વરસમાં ત્રણ પાક ઉતરે છે. ચોમાસુ પાકમાં બાજરી ને ડાંગર, શિયાળુ પાકમાં શેરડી. ને ઉનાળુ પાકમાં જુવાર થાય છે.

(૪) સપાટ દેશ—બાકીનો વચગાળાનો ભાગ તદ્દન સપાટ છે; તે ભાગની જમીન કાળી ને ચિકાશ વાળી છે. તેમાં વરસમાં બે પાક ઉતરે છે. ચોમાસામાં જુવાર, બાજરી, કઠોળ ને શેરડી થાય છે, અને શિયાળુ પાકમાં ઘઉં, ચણા ને કપાસ થાય છે.



## પર્વતો.

આ રાજ્યમાં ગિરનાર ને ગિર એ બે જાણીતા ડુંગરા છે. આ સિવાય બીજા નાના ડુંગરા છે; પણ તે બહુ જાણવા જેવા નથી.

૧ ગિરનાર—આ પર્વત આખા કાઠિઆવાડમાં બધા ડુંગરોથી ઉંચો છે, તેની ઉંચાઇ ૩૬૬૬ ફૂટ છે. તેનાં પાંચ શિખરો છે. (૧) અંબાજીની

ટુંક, (૨) ગોરખનાથની ટુંક, (૩) ગુરૂ દત્તાત્રેયની ટુંક, (૪) ઓઘડનાથની ટુંક, (૫)કાળકા માતાની ટુંક. આ ટુંકો એટલે શિખરો ઉપર જૈન અને હિંદુ ધર્મોનાં દહેરાં છે; તેથી શ્રાવક ને હિંદુ લોકો જાત્રાએ જાય છે. ગિરનારની આસપાસના એક ડુંગરાને દાતારનો ડુંગર કહે છે. તેની ઉંચાઈ ૨૮૦૦ ફૂટ છે. તેના ઉપર જમીઅલશાહ દાતારનો ચિલ્લો છે, ત્યાં હિંદુ અને મુસલમાન માનતાએ આવે છે.

૨ ગિર—આ એક પર્વત નથી, પણ ઘણા ડુંગરોની હારનું બનેલું મોટું જંગલ છે. એ ડુંગરાઓ બહુ ઉંચા નથી. તેમાં ઝાડી પુષ્કળ છે. ગિરમાં તુળસીશ્યામનું જાત્રાનું ઠેકાણું છે. ત્યાં ઉના પાણીનો કુંડ છે.

## નદીઓ.

૧ ભાદર—જસદણ પાસે મદાવાના ડુંગરમાંથી નીકળીને નવાગઢ અને કુતિઆણા મહાલમાં વહીને આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર નવાગઢ અને કુતિઆણા છે. આ નદી ૧૫૦ મૈલ લાંબી છે.

૨ ઉબેણ—ભેંસાણ પાસેના ઉબેણીઆ નામના ટીંબામાંથી નીકળીને વંથળી પાસે ઓઝત નદીને મળે છે, તેના ઉપર ભેંસાણ, રાણપુર, મજેવડી, ધંધુસર ને વંથળી છે.

૩ ઓઝત—ભેંસાણ મહાલમાંથી નીકળીને ઘેડ તરફ વહીને ભાદર નદીને મળે છે, તેના ઉપર વંથળી, શાહપુર, બાલાગામ ને ગેડબગસરા છે.

૪ મેગળ—ગિરના ડુંગરામાંથી નીકળીને ચોરવાડ પાસે આરબી સમુદ્રને મળે છે, તેના ઉપર હાટીનામાળીઆ છે.

૫ હીરણ—ગિર પર્વતમાંથી નીકળીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે, તેના ઉપર પાટણ છે.

૬ સરસ્વતી—ગિરના ડુંગરમાંથી નીકળીને પાટણ પાસે હીરણને મળે છે, જ્યાં મળે છે ત્યાં તેનું નામ ત્રિવેણી પડે છે.

૭ **શીંગવડો**—ગિંર પર્વતમાંથી નીકળીને ગાયકવાડ સરકારના કોડીનાર મહાલમાં વહીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર ગાયકવાડી ગામ કોડીનાર છે.

૮ **મછુંદ્રિ**—ગિરના ડુંગરામાંથી નીકળીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે; તેના ઉપર ઊના ને દેલવાડા છે.

૯ **રાવલ**—ગિરના ડુંગરમાંથી નીકળીને દક્ષિણે આરબી સમુદ્રને મળે છે, તેના ઉપર ધોકડવા, કાંધી, સામતેર ને સનખડા છે.

૧૦ **ધાતરવાડી**—ગિરના ડુંગરમાંથી નીકળીને પ્રથમ ઉગમણી વહીને પછી દક્ષિણમા થઇને આરબી સમુદ્રને મળે છે.

---

## બંદરો.

આ રાજ્યની પશ્ચિમે ને દક્ષિણે આરબી સમુદ્ર છે, તેને કિનારે કુલ નાનાં મોટા ૭ બંદરો છે. ( ૧ ) **વેરાવળ** એ સૌથી મોટું બંદર છે, ને વેપારનું મોટું મથક છે. અહીં મોટાં વહાણો ને આગબોટો આવે છે. ( ૨ ) **માંગરોળ** એ વેરાવળના જેવડુ છે. પણ વેપારમાં નબળું છે. ( ૩ ) **ભેરાઈ**, ( ૪ ) **ધારાબંદર**, ( ૫ ) **ચોરવાડ** ને ( ૬ ) **સીલ.** એ બંદરોએ નાનાં વહાણો તથા મછવા આવે છે તેથી તેને આડ બંદર કહે છે.

---

## રેલવે.

સોરઠ સરકારે રાજ્યમાં પોતાને ખર્ચે રેલવેઓ કાઢી છે, તે નીચે પ્રમાણેઃ—

૧ **જેતલસર વેરાવળ લાઈન**—તેમાં વડાળ, જુનાગઢ, શાહપુર, લુસાળા, કેશોદ, માળીઆ, ચોરવાડ અને વેરાવળ એ સ્ટેશનો છે.

૨ **શાહપુર કુતિઆણા લાઇન**—તેમાં શાહપુર, વંથળી, માણાવદર, બાટવા અને કુતિઆણા સ્ટેશનો છે.

આ શિવાય જેતલસરથી રાજકોટ જતી રેલવેમાં નવાબ સાહેબનો ભાગ છે, તેમાં નવાગઢ સ્ટેશન છે, અને ગોંડલ સ્ટેટ રેલવે ઉપર ખાખરીઆ ને વાવડી એ સ્ટેશનો આ રાજ્યની હદનાં છે.

વળી હમણાં જુનાગઢથી બીલખા થઇને વીસાવદર સુધી નવી રેલવે બંધાય છે, ત્યાંથી ગીરમાં થઈને ઊના અને નવાબંદર સુધી જશે. આ બધી રેલવે નીકળવાથી લોકોને મુસાફરી કરવાની અને વેપારને માટે માલ મોકલવાની સગવડતા સારી થઇ છે.

---

## રાજ વહીવટ.

આપણા હાલના નવાબ સાહેબ મહાબત ખાનજી બાબી બહાદુર સગીર ઉંમરના હોવાથી રાજનો વહીવટ અંગ્રેજ સરકારની દેખરેખ નીચે ચાલે છે, તેથી એક અંગ્રેજ અમલદાર જુનાગઢમાં રહે છે. તેને એડમીનીસ્ટ્રેટર સાહેબ કહે છે. તેના હાથમાં રાજની બધી સત્તા છે. તેઓ સગીર નવાબ સાહેબની કેળવણી ઉપર તથા રાજવહીવટ ઉપર દેખરેખ રાખે છે. દરેક ખાતાના અધિકારીઓ તેમની આજ્ઞા પ્રમાણે પોતપોતાના ખાતાનું કામ ચલાવે છે. પ્રથમના અને છેવટના હુકમો એડમીનીસ્ટ્રેટર સાહેબ પોતે આપે છે. મુખ્ય ખાતાં નીચે પ્રમાણે છે.

મુલ્કીખાતુ, પોલિસખાતુ, ન્યાયખાતુ, વૈદકખાતુ, જાહેર બાંધકામ ખાતુ અને કેળવણી ખાતુ.

આ સંસ્થાનના દરેક ગામમાં એક તળાટી અને એક પોલિસ પટેલ હોય છે, તળાટી ગામની પેદાશ ઉઘરાવે છે, અને ખેતીના પાકની સ્થિતિ ઉપર ધ્યાન રાખે છે. પોલિસપટેલ પોતાના ગામમાં ચોરી લૂટ મારામારી વગેરે થતી અટકાવે છે, અને બંદોબસ્ત રાખે છે. કેટલાંક ગામડાનો એક કસ્બો ઠરાવેલો હોય છે, તેમાં તજવીજદાર રહે છે, તે પોતાના તાબાના તળાટીઓનાં કામની ચોકસી કરે છે, અને તેને સૂચના કરે છે. આખા રાજ્યના ૧૪ મહાલ કે તાલુકા ઠરાવ્યા છે. તેના મુખ્ય કસ્બામાં એકેક વહીવટદાર, ફોજદાર, મુ[illegible] અને દાક્તાર રહે છે.

વહીવટદાર તળાટી અને તજવીજદારના ઉપરી છે, તેથી આખા મહાલની પેદાશ તળાટી મારફત ઉધરાવીને એકઠી કરે છે, અને ખેતીના પાકની તપાસ રાખે છે, કોઈ વરસ ઓછો પાક હોય તો ખેડુતોને તગાવીનાં નાણું આપે છે, એ ઉપરાંત પોતાના મહાલની આબાદી જાળવે છે.

પોલિસ પટેલ જે ગુન્હા પકડે તે મહાલના ફોજદાર પાસે મોકલે છે, તેનો તપાસ કરીને મુનસફ પાસે ન્યાય કરાવવા મોકલે છે. આ સિવાય લેણુદેણુના કજીઆ પણ આ મુનસફ ચુકવે છે. મહાલના કસ્બામાં નાનું દવાખાનું હોય છે, ત્યાં દાક્તર માંદાં માણસોને દવા આપે છે.

આખા રાજ્યના ત્રણ વિભાગ ઠરાવ્યા છે. તેમાં એકેક આસિસ્ટંટ રેવન્યુ ઓફિસર રહે છે. તે પોતાના વિભાગમાં આવેલા મહાલોના વહીવટદારના કામની તપાસ કરે છે, મુલકી ખાતાના સૌથી મોટા ઉપરીને ચીફ રેવન્યુ ઓફિસર કહે છે. તે જુનાગઢમાં રહે છે.

બધા મહાલોના ફોજદારોના ઉપરીને પોલીસ ઈન્સ્પેકટર કહે છે. અને આખા રાજ્યની તમામ સીરબંદીના ઉપરીને પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ કહે છે, તે રાજ્યનો બંદોબસ્ત રાખે છે.

મહાલના મુનસફથી જે કજીઆનો ચુકાદો થઈ શકે નહિ, તેને જુનાગઢની મોટી અદાલતમાં મોકલે છે, ત્યાં તેના સર ન્યાયાધીશ ચુકાદો આપે છે. વળી જેઓ મહાલના મુનસફના ચુકાદાથી નારાજ થએલા હોય છે, તેઓ પણ મોટી અદાલતના સર ન્યાયાધીશને અરજ કરે છે, તેથી ફરીવાર તપાસ કરીને ચુકાદો આપે છે.

જુનાગઢમાં એક મોટું દવાખાનું છે, તેમાં માંદાં માણસો રહી શકે એવી ગોઠવણ છે, ત્યાં ઘણા કુશળ દાક્તરો રાખેલા છે, તેઓ માંદાં માણસોની સારવાર કરે છે. આ દવાખાનાનો સૌથી મોટો દાક્તર મહાલનાં દવાખાનાંની સંભાળ રાખે છે, વળી ઉડતા રોગો જેવા કે મરકી, કોલેરા, શીળી વગેરે ચાલતા હોય ત્યારે રાજ્યમાં ફરીને લોકોની સુખાકારી સાચવે છે.

સરકારી મકાનો, સડકો, પુલો વગેરે બાંધવાં કે સુધારવાને માટે એક અધિકારી રહે છે, તેને ઈજનેર કહે છે, તે વળી રાજ્યની રેલ્વેની દેખરેખ રાખે છે.

રૈયતની કેળવણી માટે ઘણુંખરાં ગામોમાં ગુજરાતી નિશાળો છે, મોટા કસ્બાઓમાં કન્યાશાળાઓ પણ છે, અને શહેરોમાં અંગ્રેજી નિશાળો છે. જુનાગઢમાં અંગ્રેજી હાઈસ્કુલ, કૉલેજ, અને હુન્નરશાળા છે. આ બધી નિશાળોની પરીક્ષા લેવા માટે બે ડેપ્યુટી ઈન્સ્પેકટરો, અને તેનો વહીવટ ચલાવવા માટે એક એજ્યુકેશનલ ઈન્સ્પેકટર છે. કેળવણી ખાતાના સૌથી મોટા અધિકારીને ડિરેકટર સાહેબ કહે છે; તે આપણા સગીર નવાબ સાહેબને જાતે શિક્ષણ આપે છે.

આ સિવાય રાજ્યમા બીજાં નાનાં ખાતાંના અધિકારીઓ છે. તે બધા જુનાગઢમાં રહે છે; અને કામ પ્રસંગે ફરવા નીકળે છે.

---

## રાજના વિભાગો.

આખા રાજ્યના ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે, ૧ જુનાગઢ, ૨ કેશોદ, ૩ ઊના.

રાજ્યની મેહેસુલ ઉઘરાવવા સારૂ ૧૨ મહાલ કે પરગણાં કરવામાં આવ્યાં છે. આ દરેક મહાલમાં એકેક વહીવટદાર નીમવામાં આવેલ છે, ૧૨ મહાલો સિવાય બાબરીઆવાડ નામે હકુમતી મહાલ છે. અને આપેલા અખત્યારવાળો માંગરોળ તાલુકો મળીને કુલ ૧૪ મહાલ ગણાય છે; તે નીચે પ્રમાણે.

### ૧ જુનાગઢ વિભાગ.

૧ જુનાગઢ. ૨ નવાગઢ. ૩ ભેંસાણ. ૪ વીસાવદર. ૫ વંથળી.

### ૨ કેશોદ વિભાગ.

૬ કેશોદ. ૭ કુતિઆણા. ૮ સીલ. ૯ માંગરોળ. ૧૦ માળીઆ.

### ૩ ઊના વિભાગ.

૧૧ પાટણ. ૧૨ ૧૩ ઊના. ૧૪ બાબરીઆવાડ.

## જુનાગઢ વિભાગ.

કુલ ગામ—૨૪૫.

ગીરનાર પર્વતની આસપાસનો સપાટ પ્રદેશ આ વિભાગમાં આવેલોછે. નવાગઢ, ભેંસાણુ અને વીસાવદર મહાલોનાં ગામો કેટલાંક છૂટાં છૂટાં આવેલાં છે, જુનાગઢ અને વંથળી મહાલોનાં ગામો એક જથામાં છે, ભાદર, ઓઝત અને ઉબેણુ એ મોટી નદીઓ હોવાથી પાણીની છત છે. બીજી નાની નદીઓ ગીરનારમાંથી નીકળે છે. વરસમાં બે પાક થાય છે.

મુખ્ય પેદાશ—કપાસ, ઘઉં, બાજરી, જુવાર, કમોદ અને શેરડી.

---

## જુનાગઢ મહાલ.

ગામ–૫૦.

નદીઓ—ઉબેણુ, કાળવો અને સોનરખ. છેલ્લી બે નાની નદીઓ ગીરનારમાંથી નીકળે છે.

પર્વત– ગીરનાર.

મુખ્ય ગામો–જુનાગઢ, વડાળ, મજેવડી, માખીઆળા, ખડીઆ ચોકી, વધાવી અને ખામધ્રોળ.

જુનાગઢ–એ આ મહાલનું અને રાજ્યનું મુખ્ય શહેર છે. તે ગીરનારની તળેટીમાં આથમણી દિશાએ આવ્યુ છે. તેમા નવાબ સાહેબની રાજધાની છે. શહેરને ફરતો કોટ છે. બીજાં શહેરો કરતાં આ શહેર વધારે જુનું હોવાથી તેનું નામ જુનાગઢ પડયું છે. હાલમાં સુધરાઈ ખાતું નીકળવાથી રસ્તા પહોળા થયા છે. નવાં અને સુંદર મકાનો થવાથી શહેર શોભાયમાન દેખાય છે. તેમાં નવાબ સાહેબનો રંગમહેલ અને કચેરી, મકબરો અને બહાઉદ્દીન કૉલેજ એ જોવા લાયક ઇમારતો છે. શહેરના ઇશાન ખુણામાં એક મોટા ખડક ઉપર ઉપરકોટ નામે જુનો કિલ્લો છે. તેમાં જુની મસીદ, અડીચડીવાવ, નોંઘણ કુવો અને ભોંયરાં જોવા જેવાં છે.

ઉગમણી દિશાએ શહેર બહાર કાળા પત્થરના એક ખડક ઉપર અશોકના જુની લિપિમાં કોતરાવેલા લેખો છે આ લેખો બે હજાર વર્ષના જુના છે; તેથી જેને વાંચતાં આવડે તેજ ઉકેલી શકે છે.

વડાળ એ મોટો કસ્બો છે તેમાં ગુજરાતી નિશાળ, દવાખાનું ને કન્યાશાળા છે. મજેવડી ઉબેણ નદીને કાંઠે છે, અહીં લીલોતરી શાક ભાજી બહુ થાય છે, તથા અહીંનાં હવા પાણી સારાં ગણાય છે. ભ્યાળમાં લાલવડ ને ગોપાળલાલની હવેલી છે; ત્યા ઘણા વૈષ્ણવો જાત્રાએ આવે છે. ખડીઆ એ બલોચ મુસલમાનનો તાલુકો છે. આ સિવાય માખીઆળા ચોકી, વધાવી અને ખામધ્રોળ નિશાળવાળાં ગામો છે.



જાત્રાનાં ઠેકાણાં–ગીરનારના રસ્તામાં દામોદર કુંડ તથા રેવતી કુંડ છે. નહાઇને લોકો દામોદરજીનાં દર્શન કરે છે. તળેટીમાં ભવનાથ મહાદેવનુ દેરૂં છે, ત્યાં શીવરાત્રીએ મોટો મેળો ભરાય છે. ગીરનાર ઉપર નેમનાથનું દહેર   થા પગલાં છે. ત્યાં ઘણે દુરથી શ્રાવક લોકો જાત્રાએ આવે છે. બીજાં શિખરો ઉપર અંબાજી માતા, ગૌમુખી ગંગા, ગુરૂ દત્તાત્રેય વગેરે હિંદુઓનાં જાત્રાના   ં છે. દાતારના ડુંગર ઉપર જમીઅલશાહ દાતારનો ચિલ્લો છે; ત્યાં હિંદુ મુસલમાન બંને માનતાએ આવે છે.

રેલવે સ્ટેશન—જુનાગઢ અને વડાળ.

મુખ્ય પેદાશ—ગીરનારનું ઇમારતી લાકડું, મધ, વાંસ અને ઇમારતી પત્થર.

---

## નવાગઢ મહાલ.

ગામ—૧૬. નદી—ભાદર.

મુખ્ય ગામો—નવાગઢ, ટીંબડી, બામણગામ, વીશળ-હડમતીઆ, પેઢલા અને મંડળીકપુર.

નવાગઢ-ભાદર નદી ઉપર કિલ્લાવાળો કસ્બો છે. ત્યાં વહીવટદારની કચેરી, ગુજરાતી નિશાળ અને દવાખાનુ છે. આશરે ૪૫ વરસ ઉપર જેતપુરમાંથી આ રાજ્યનો ભાગ જુદો પાડીને વસાવવામાં આવ્યુ હતું. ગામનો ઘણો ભાગ ઉજડ છે; પણ હાલમાં વસ્તી ભરાતી જાય છે, આ સિવાય ટીંબડી, બામણગામ, હડમતીઆ વગેરે નિશાળવાળાં ગામો છે.

રેલવે સ્ટેશન—નવાગઢ.

મુખ્ય પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, કપાસ અને શેરડી.

---

## ભેંસાણ મહાલ.

ગામો—૫૧. નદીઓ—ઓઝત અને ઉબેણ.

મુખ્ય ગામો—ભેંસાણ, રાણપુર, તોરી, અમરાપુર, દેવગામ, કેશવાળા, છોડવડી, અરજણસુખ, ખારચીઆ, ચારણીઆ, હડમતીઆ ને હળિઆદ.

ભેંસાણ—આ મહાલનો મુખ્ય કસ્બો છે, અસલ આ જગાએ ભેંસોનો નેસ હતો, તેથી ગામનું નામ ભેંસાણ પડયું છે. ગામથી થોડે છેટે એક ટીંબા ઉપર ભેંસાણીઆ નાગનું સ્થાનક છે. ત્યાંથી ઉબેણ નદી નીકળે છે. ગામમાં વહીવટદારની કચેરી, મુનસફ કોર્ટ અને દવાખાનું છે. રાણપુર-બાબી મુસલમાનનો મોટો તાલુકો છે. આ સિવાય તોરી, અમરાપુર,

દેવગામ, કેશવાળા, છોડવડી, અરજણસુખ, ખારચીઆ, ચારણીઆ હડમતીઆ, અને હળિઆદ એ નિશાળવાળાં ગામો છે.

**રેલવે સ્ટેશનો**—ખાખરીઆ અને વાવડી આ સ્ટેશનો ગોંડલ સ્ટેટ રેલવે ઉપર છે.

વિશેષ હકીકત—આ મહાલ કાઠિઆવાડમાં છૂટાં છૂટાં ગામોનો બનેલો છે, કાઠી દરબારોનાં ગામો અને જુનાગઢ સરકારનાં ગામો એક બીજા સાથે સેળભેળ થઇ ગએલ છે, જમીન કાળી છે, તેમાં વરસમાં બે પાક ઉતરે છે.

પેદાશ—કપાસ, ઘઉં, બાજરી અને જુવાર.

---

## વીસાવદર મહાલ.

ગામો—૭૫. નદીઓ—ઓઝત, શેત્રુજી અને પોપટડી.

મુખ્ય ગામો—**વીસાવદર**, બગડુ, **કાળસારી**, ઝામકા, મોણપરી, બર્ડિઆ અને મોટા હડમતીઆ.

**વીસાવદર**—પોપટડી નદીના ઉંચા કિનારા ઉપર ગામ છે. ત્યાં વહીવટદારની કચેરી, મુન્સફની કોર્ટ અને દવાખાનુ છે. ગીરના જંગલની પાસે આવેલું હોવાથી અહીંના હવાપાણી ખરાબ ગણાય છે. **બગડુ** એ કિલ્લાવાળો કસ્બો છે. ત્યા તજવીજદાર રહે છે. **મોણપરી** આગળ નદીનો ઉંડો ધુનો છે, તેથી તે ધુનાવાળીમોણપરી કહેવાય છે. **મોણીઆમાં** નાગબાઇ નામે ચારણદેવીની જગા છે. આ સિવાય કાળસારી, ઝામકા, બર્ડિઆ અને મોટા હડમતીઆ એ નિશાળવાળાં ગામો છે,

પેદાશ—જુવાર, બાજરી ને ઇમારતી લાકડું

---

## વંથળી મહાલ.

**ગામો—૫૩. નદીઓ—ઓઝત, ઉમેણ, સાબલી અને મધુવંતી.**

**મુખ્ય ગામો—વંથળી, શાહપુર, ધંધુસર, દાત્રાણા, ખોરાસા,**

લુસાળા, કણુઝા, કોયલી, થાણાપીપળી, રવની, મહાબતપુર અને સીમાસી.

વંથળી—એ કિલ્લાવાળું જુનું શહેર છે, તે ઓઝત અને ઉબેણ નદીઓના સંગમ ઉપર આવેલું છે. તેનું જુનું નામ **વામનસ્થળી** હતું. ગામ વચ્ચે વામનજીની જગા છે. અહીંઆં જુના વખતની કેટલીક નિશાનીઓ મળે છે. હાલમાં અહીંનાં તાંબા પિત્તળનાં વાસણો વખણાય છે. આસપાસની જમીન ઘણી ફળદ્રુપ છે. તેમાં લીલોતરી તથા આંબાનાં ઝાડો ઘણાં છે. શહેરમા વહીવટદારની કચેરી, મુનસફની કોર્ટ અને દવાખાનું છે. શાહપુર એ ઓઝત નદીને કાંઠે કિલ્લાવાળો કસ્બો છે. ગામ વચ્ચે મોટો સરકારી મહેલ છે. આ સ્ટેશનેથી વંથળી, માણાવદર અને બાટવા તરફ કુતિઆણા સુધી રેલવે નીકળી છે; તેથી શાહપુર જંકશન થયું છે. ધંધુસર પાસે મોટું તળાવ છે. દાત્રાણામાં પણ નાગબાઇની જગા છે. આ બાઈ આજથી પાંચશે વરસ પહેલાં જુનાગઢમાં રામડળિક રાજા હતો તેના વખતમાં થઇ ગઈ છે. તે સતી હતી, તેથી તેની માનતા ચાલે છે. લુસાળા સ્ટેશનેથી મેંદરડા તરફ જવાય છે. કણુઝાનાં કેરી અને મરચાં વખણાય છે. કોયલી અતીત બાવાનું ખેરાતી ગામ છે. ખોરાસા, થાણાપીપળી, રવની, મહાબતપુર અને સીમાસીમાં ગુજરાતી નિશાળો છે.

જાત્રાનાં ઠેકાણાં—વંથળીમાં શીતળનાથનું દહેરૂં છે, ત્યાં શ્રાવક લોકો જાત્રાએ આવે છે. સુરજ કુંડ, વામનજીની જગા અને કપિલમુનીનો આશ્રમ એ હિંદુ લોકોનાં જાત્રાનાં ઠેકાણાં છે.

રેલવે સ્ટેશનો—શાહપુર, લુસાળા અને વંથળી.

વિશેષ હકીકત—આ મહાલમાં ઘણી નદીઓ વહેતી હોવાથી જમીન ફળદ્રુપ છે, અને પાણીની છત છે. કોઈ કોઈ કુવા ઉપર તો ૧૫-૨૦ કોસ ચાલે છે.

મુખ્ય પેદાશ—કપાસ, ઘઉં, શેરડી, કમોદ, મરચાં અને આંબલી.

---

## કેશોદ વિભાગ.

ગામો-૨૫૮.

રાજ્યના પશ્ચિમ દિશા તરફના ઘેડ ભાગ અને નાઘેરના થોડા ભાગનો આ વિભાગ બનાવેલો છે. ઉત્તરે કુતિઆણા મહાલમાં છૂટા છૂટા ડુંગરા છે. બાકીના મહાલોમાં ઘેડનો નીચો મુલક છે તેમાં નાની મોટી ઘણી નદીઓ આવેલી છે. ચોમાસામાં પાણી ભરાઇ રહે છે; તેથી ચોમાસુ પાક થોડો થાય છે. શિઆળુ પાકમાં ઘઉં, ચણા, ધાણા અને શેરડી બહુ થાય છે. આ વિભાગના આસિસ્ટંટ રેવન્યુ ઓફિસરની કચેરી વેરાવળમાં છે.

---

## કેશોદ મહાલ.

ગામો-૭૧. નદીઓ-ટીલોરી, બડોદરી અને સાબળી.

ડુંગર-રાણિંગપગે, તેના ઉપર ત્રાંગડશાક પીરની કબર છે, ત્યાં મુસલમાન લોકો માનતાએ આવે છે.

મુખ્ય ગામો-કેશોદ, બાલાગામ, બામણાસા, અજાબ, શેરગઢ, ગેડઅગસરા, અગતરાય, કણેરી, કેવદ્રા, કોયલાણા, પંચાળા અને મેસવાણ છે.

કેશોદ-એ કિલ્લાવાળો નાનો કસ્બો છે. અહીંઆં વહીવટદારની કચેરી તથા દવાખાનું છે. માંગરોળ જવાને માટે આ સ્ટેશને ઉતરાય છે, તેથી અહીં માણસ અને માલની આવજા વધારે થાય છે. સ્ટેશનની સામી બાજુએ સાહેબ લોકોને ઉતરવા માટે મુસાફરી બંગલો છે. બાલાગામ એ મોટો કસ્બો છે. અહીં રજપુત મૂળગરાસીઆનાં ઘણાં ઘર છે. બામણાસા, શેરગઢ, ગેડઅગસરા અને અજાબ એ મોટાં ગામો છે. અગતરાયની કેરીઓ વખણાય છે. કેરી. કોયલાણા, કેવદ્રા, મેસવાણ અને પંચાળામાં ગુજરાતી નિશાળો છે.

રેલવ સ્ટેશન–કેશોદ.

વિશેષ હકીકત–આ મહાલમાં ઘેડનો નીચો મુલક આવેલો છે. ચોમાસામાં નદીઓની રેલને લીધે પાણી ભરાય છે, તેથી જમીન ઉપર કાંપ ઠરવાથી વધારે રસાળ થતી જાય છે. આ કારણને લીધે ખેતીની પેદાશ ઘણી સારી થાય છે.

પેદાશ–કપાસ, ઘઉં, ચણા, મેથી, શેરડી અને જુવાર.

## કુતિઆણા મહાલ.

ગામો–૪૭. નદીઓ–ભાદર, મીણસાર અને વેણું.

ડુંગર–દુધીઓ અને મરઘો. એ બે નાના ડુંગરા છે.

મુખ્ય ગામો–કુતિઆણા, ખાગેશરી, દેવડા, મહીઆરી, નીલાખા, ઠોયાણા અને છત્રાવા.

કુતિઆણા–આ મહાલનું મુખ્ય શહેર છે. અહીં મેમણ લોકોની વસ્તી વધારે છે; તેઓ સારા વેપારી છે. દેશી વણાટ ઘણો અને સારો થાય છે. તેમાં ધાબળા, કામળીઓ, લુગી અને સાફા વગેરેનું સારૂં કામ થાય છે. અહીંઆં વહીવટદારની કચેરી અને મુનસફની કોર્ટ છે. શાહપુરથી બાંટવા થઇને અહીં સુધી રેલવે થવાથી વેપારને સારો ફાયદો થશે. મહીઆરીમાં મહેર લોકોની વસ્તી વધારે છે. ત્યાં થોડું ઘસીઉં મીઠું પાકે છે. નીલાખા વેણું નદીને કાંઠે છૂટો કસ્બો છે. એ સિવાય ખાગેશરી, દેવડા, ઠોયાણા ને છત્રાવા એ નિશાળવાળાં ગામો છે.

## સીલ મહાલ.

ગામો–૨૭. બંદર–સીલ. એ આડ બંદર છે.

મુખ્ય ગામો–સીલ અને ઝરીઆવાડા.

સીલ એ આ મહાલનો મુખ્ય કસ્બો તેના દરિઆ કિનારા

પાસેથી પરવાળાં જડે છે. ગામમાં વહીવટદારની કચેરી અને મુનસફની કોર્ટ છે. અહીં સકરકંદ ( રતાળુ ) ની પેદાશ બહુ થાય છે. ઝરીઆવાડામાં ગુજરાતી નિશાળ છે. આજક અને ભેખડી ગામો પાસે મધ્યઘેડ કહેવાય છે, ત્યાં ચોમાસામાં પાણી ઘણું ઉંડું રહે છે; અને વરસમાં ઘણા માસ ટકે છે, તેથી તેનો દેખાવ મોટા સરોવરના જેવો થઇ રહે છે. આ ઘેડના સરોવર ઉપર જુદી જુદી જાતનાં સુંદર પક્ષીઓ આવે છે.

વિશેષ હકીકત—આ મહાલ ઘેડમાં દરિઆ કિનારે આવેલો છે. ઘેડની જમીન દરિઆની સપાટી કરતાં નીચી હોવાથી ૬–૭ માસ સુધી પાણી ભર્યું રહે છે તેમાં કાંસ નામનું ખડ ધાન્ય થાય છે, વળી કોઇ જગાએ લોઢની ગાંઠો પાણી નીચે થાય છે, અને પાણી ઉપર કુમણાંનાં ફળ થાય છે, તે અપવાસમાં ફરાળ તરીકે ખાવામાં આવે છે. ગરીબ લોકો તેને ખોરાક તરીકે ખાય છે.

પેદાશ—સકરકંદ ( રતાળુ ), શેરડી, ચણા, ધાણા અને વાલ.

---

## માંગરોળ તાલુકો.

ગામ—૨૩. વસ્તી—૨૩૪૧૯. ક્ષેત્રફળ ૬૭ ચોરસ મૈલ.

નદી—નોળી. આ નદી તદ્દન નાની છે. બંદર—માંગરોળ.

મુખ્ય ગામો—માંગરોળ, લોહેજ. શેપા, અને કાલવાણી.

માંગરોળ—એ કિલ્લાવાળું મોટું શહેર છે; પરંતુ બંદર રસ્તેથી બહુ વેપાર ચાલતો નથી. અહીંઆં વાણીઆની વસ્તી વધારે છે. તેઓ સારા વેપારી અને પૈસાદાર છે. દરવરસે પરદેશથી કમાઇને પુષ્કળ પૈસો લાવે છે. અહીંની જુમામસિદ જોવા જેવી છે, તેને લોકો ભાણુ જેઠવાની ચોરી કહે છે. શહેરમાં સુખડ ને હાથીદાંતની સુંદર કારિગરીવાળી પેટીઓ ઘણી સરસ થાય છે. અંગ્રેજી ગુજરાતી નિશાળો, કન્યાશાળા અને દવાખાનું છે. લોહેજ એ નિશાળવાળું મોટું ગામ છે. શેપા અને કાલવાણી એ મોટાં ગામો છે.

વિશેષ હકીકત—આ તાલુકો અહીંના શેખ સાહેબને તાબે છે તેઓ નવાબ સાહેબના ખંડણી ભરનાર તાલુકદાર છે.

માંગરોળ તાલુકાની જમીન ઘણીજ ફળદ્રુપ છે. તેથી ત્યાં ફળ ફળાદિ બહુ થાય છે. તેમાં કેળાંનો પાક ઘણો થાય છે. માંગરોળથી કેશોદ સ્ટેશન સુધી સડક છે.

પેદાશ—બાજરી, જુવાર, કપાસ, શેરડી અને વાલ.

## માળીઆ મહાલ.

ગામો—૯૦. નદીઓ—મેગળ, વ્રજની અને દેવકા.

બંદર—વેરાવળ અને ચોરવાડ, તેમાં ચોરવાડ એ આડ બંદર છે.

મુખ્ય ગામો—વેરાવળ, માળીઆ, ચોરવાડ, ખોરાસા, ભંડુરી, કુકસવાડા, ડારી, આદરી, વડોદરા અને જુથળ.

વેરાવળ—એ આરબી સમુદ્રને કિનારે કિલ્લાવાળું મોટું શહેર છે, અને આખા રાજ્યમાં મોટામાં મોટું બંદર છે. બંદર ઉપર લાકડાનો પુરજો અને દીવાદાંડી છે; તેથી બંદરના ઉપયોગીપણામાં વધારો થયો છે, શહેરમાં વેપાર ધમધોકાર ચાલે છે. અહીં તરીઅધિકારી (બંદરના વહીવટદાર) ની કચેરી, અને મુનસફની કોર્ટ છે. વળી અંગ્રેજી, ગુજરાતી નિશાળો, કન્યાશાળા અને દવાખાનું છે.

માળીઆ આ મહાલનો મુખ્ય કસ્બો છે. અહીં હાટી જાતના ગરાસીઆ લોકો રહે છે. તેથી માળીઆ હાટીના કહેવાય છે. આ ગામની કેરી વખણાય છે. મહાલના વહીવટદારની કચેરી ને મુનસફની કોર્ટ છે. વળી છોકરા છોકરીઓની નિશાળો અને દવાખાનું છે. ચોરવાડ એ અરબી સમુદ્રને કિનારે કિલ્લાવાળો કસ્બો છે. ત્યાં બંદરનો થોડો વેપાર ચાલે છે. અહીંનાં નાગરવેલનાં પાન વખણાય છે. આં ગામનાં હવા પાણી સારાં ગણાય છે. તેમજ બગીચો જોવા જેવો છે, તેમાં મેગળ

નદીમાંથી નહેર વાળીને પાણી પાવામાં આવે છે. ભંડુરી એ ટેકરી ઉપર ગામ છે. કુકસવાડામાં વાલ ( ઓળીઆ )ની પેદાશ સારી થાય છે. ખોરાસા, ડારી, આદ્રી, વડોદરા અને જુથળમાં ગુજરાતી નિશાળો છે.

સ્ટેશનો—માળીઆ, ભંડુરી, ચોરવાડ અને વેરાવળ.

વિશેષ હકીકત—આ મહાલમાં નાઘેરનો ઘણો ભાગ આવેલો છે, તેથી જમીન ઘણી ફળદ્રુપ છે. વરસમાં ત્રણ પાક ઉતરે છે. ઉનાળામાં ગુંધળી જુવારનો પાક સારો થાય છે. વેરાવળની આસપાસ ધોળી ડુંગળી બહુ સારી થાય છે. તે પરદેશ જાય છે.

પેદાશ-કપાસ, જુવાર, બાજરી, ડાંગર અને ડુંગળી.

---

## ઊના વિભાગ.

કુલ ગામ—૩૪૬.

રાજ્યના દક્ષિણ તરફના દરિઆ કાંઠા સુધીના મુલ્કનો આ વિભાગ બનાવ્યો છે. તેમાં ગીર અને નાઘેરના કુદરતી વિભાગો આવેલા છે. ગીરમાંથી નીકળનારી બધી નદીઓ આ પ્રદેશમાંથી વહે છે; તેમજ દરિઆ કિનારો પાસે હોવાથી જમીન ઘણી ફળદ્રુપ છે. જમીન ઠંડી હોવાથી આંબાનાં વન ઘણાં છે, તેમજ પાણીની છત બહુ છે. ઉનાળામાં જુવારનો પાક થાય છે. બાજરી અને શેરડીની પેદાશ ઠીક થાય છે. ગીરમાંથી ઇમારતી લાકડું, ઘાસ, મધ, મીણ અને ઘીની પેદાશ ઘણી થાય છે.

---

## પાટણ મહાલ.

ગામ—[illegible]

નદીઓ—હી[illegible] સરસ્વતી અને સોમત.

હીરણ અને સર[illegible] નદીઓ પાટણ પાસે ભેળી થવાથી તેનું નામ

ત્રિવેણી પડે છે. તે પવિત્ર ગણાય છે. હીરણ નદીમાં શવની ગામ પાસે ૧૦૦ ફૂટ ઉંચેથી મોટો ધોધ પડે છે. તે જોવા જેવો છે, ત્યાંથી એક નહેર કાઢવામાં આવી છે, તેને કર્ઝન કનાલ કહે છે.

મુખ્ય ગામો—પાટણ, સુત્રાપાડા, લોઢવા, ગોરખમઢી ને વડોદરા.

પાટણ—આ શહેર ઘણું જુનું છે, તેને પ્રભાસ પાટણ કે સોમનાથ પાટણ કહે છે. અહીં આખા હિંદુસ્તાનમાંથી હિંદુ લોકો જાત્રાએ આવે છે. અહીંના વાલ (ઓળીઆ) બહુ સારા થાય છે, તથા લીલોતરી શાક બહુ થાય છે. ગામમાં વહીવટદારની કચેરી છે. સુત્રાપાડા એટલે સાતપાડા (ભાગ) નું બનેલું છે. અહી ચ્યવન ઋષિનો કુંડ તથા સૂર્ય દેવળ છે. ગામમાં દવાખાનુ પણ છે. ગોરખમઢીમાં ગોરખનાથજીની જુની ગુફા છે, અને ત્યા અતીત બાવાનો મોટો મઠ છે. ધામળેજ પાસે મીઠુ પકવવાના અગર છે. લોઢવા અને વડોદરામા નિશાળો છે.

જાત્રાનાં ઠેકાણાં—પાટણ-સોમનાથ મહાદેવનુ દહેરૂ ઘણુંજ પ્રખ્યાત છે. અસલના વખતમાં આ દેવળ ઘણું મોટું હતું. તે મુસલમાન પાદશાહોએ તોડી નાંખ્યુ હતું, તેનુ હાલ ખંડેર છે. હાલનું દેવળ ઇંદોરની મહારાણી અહલ્યાબાઈએ બંધાવ્યુ છે. પ્રભાસક્ષેત્ર-ત્રિવેણી નદીનો કાંઠો પ્રભાસ કહેવાય છે. ત્યાં શ્રી કૃષ્ણે દેહ છોડયો હતો; તેથા હિંદુ લોકો તે જગાએ શ્રાદ્ધ સરાવે છે. પ્રાચી સૂત્રાપાડાથી ૧૦ મૈલને છેટે છે. ત્યાં એક કુડની પાસે જુનો પીપળો છે, લોકો પ્રભાસ કાંઠેથી શ્રાદ્ધ સરાવીને અહી આવીને કુંડમાં સ્નાન કરી પીપળે પાણી રેડે છે, પછી ત્યાંથી ઉત્તરે થોડે છેટે નદીમાં બીજો કુડ છે, તેમાં પાણીના અંદર માધવરાયજીની મૂર્ત્તિ છે, તેનાં દર્શન કરે છે, ત્યારે શ્રાદ્ધ પૂરૂ થાય છે. માંગરોળીશાહ નામ પીરની જગા છે, ત્યાં મુસલમાન લોકોનો મોટો મેળો ભરાય છે.

મુખ્ય પેદાશ-કપાસ, જુવાર, બાજરી, વાલ અને શેરડી.

---

# ગીર મહાલ.

ગામો-૫૩. નદીઓ-હીરણ, સરસ્વતી, શીંગવડો, સોમત, મછુંદ્રી, રાવળ અને ધાતરવડી. આ બધીના મૂળ ગીરમાં છે.

ડુંગરો—આખો મહાલ ડુંગરોનો છે, તેમાં નાના મોટા ૪૫ ડુંગરો છે.

મુખ્ય ગામો-સાસણ, ધાવા, આંબળાસ, આકોલવાડી અને મોરૂકા.

સાસણ-ગીર મહાલનુ મુખ્ય સ્થળ છે, ત્યાં વહીવટદાર અને ફોજદારની કચેરીઓ છે. અહીં એક દવાખાનુ પણ છે. સાસણ (શાસન) એટલે શિક્ષા એવો અર્થ થાય છે. કારણ કે અહીંનુ પાણી ભારે છે તેથી અગાઉના વખતમાં જેને સજા કરવી હોય તેને અહીં મોકલતા હશે. આંબળાસ, આકોલવાડી ને મોરૂકા એ નિશાળવાળાં ગામો છે. તુળસીશ્યામ જાત્રાનું ઠેકાણું છે. ત્યાં ઊના પાણીના કુંડો છે, અને શ્યામજી મહારાજનું દહેરૂં છે. અહીં શ્રાવણ વદિ અમાસે મોટો મેળો ભરાય છે. અહીંઆંથી પાંચ મૈલને છેટે રાવળ નદીનો મોટો ધોધ પડે છે, તેને ભીમચાસ કહે છે.

વિશેષ હકીકત—આ મહાલમાં જંગલોજ છે, પેદાશમાં ઘાસ અને ઇમારતી લાકડું મુખ્ય હોવાથી તેને માટે સરકારે એક જુદો અધિકારી નીમ્યો છે. તે ઇમારતી લાકડાનાં ઝાડોનું રક્ષણ કરે છે, ને નવાં ઝાડો રોપાવે છે. અહીં ઘાસ ચારો બહુ થાય છે તેથી ભરવાડ, રબારી વગેરે માલધારી લોકો દૂરથી ઢોરોને ચારવા માટે આવે છે. જ્યાં જ્યાં જંગલ કપાએલું હોય છે, ત્યાં ખેતી થાય છે, તેમાં તલ અને કપાસનો પાક સારો ઉતરે છે; તેથી કેટલાંક નવાં ગામ વસતાં જાય છે. વળી આ જંગલમાં કેશવાળીવાળા સિંહ થાય છે. આખા હિંદુસ્તાનમાં બીજી કોઇ જગાએ થતા નથી, તેથી મોટા રાજાઓ અને સાહેબ લોકો શિકાર કરવા આવે છે.

મુખ્ય પેદાશ ઇમારતી લાકડું, ઘાસ, મધ, મીણ અને ઘી.

# ઊના મહાલ.

ગામો—૧૫૩. નદીઓ—મછુંદ્રિ, રાવળ અને રૂપેણ.

ડુંગર—નાંદિવેલો. બંદર—ધારાબંદર, એ આડ બંદર છે.

મુખ્ય ગામો-ઊના, દેલવાડા, કાંધી, દોણ, ગઢડા, સનખડા, ધોકડવા, સામતેર, રોહિસા, સીમર, તડ, ગાગડા, વડવીઆળા અને ગરાળ.

ઊના—મછુંદ્રિ નદીને કાંઠે બેવડા કિલ્લાવાળુ શહેર છે. બહારનો કિલ્લો તૂટી ગયો છે, અંદરના કિલ્લામાં મુસલમાન લોકોની વસ્તી છે, અહીંની જુમામસિદ જોવા જેવી છે પીરાણપીરની દરઘાએ મુસલમાન લોકો માનતાએ જાય છે. ઊના વિભાગના આસિસ્ટંટ રેવન્યુ ઓફીસર ને વહીવટદારની કચેરીઓ તથા મુનમફની કોર્ટ છે. આ સિવાય અંગ્રેજી ગુજરાતી નિશાળો, કન્યાશાળા અને દવાખાનુ છે. દેલવાડા એ મોટો કસ્બો છે, ત્યાં વેપારી લોકોની વસ્તી વધારે છે. ધારાબંદર (નવા બંદર) ને હમણાં સુધારવાથી ઉપયોગી થયુ છે દોણ પાસે દોણીઆ મહાદેવની જગા છે. ત્યા ડુંગરની ટેકરી ઉપરથી પાણીની ધાર મહાદેવના બાણ ઉપર પડયાં કરે છે. કાંધી, ગઢડા અને સનખડા એ મોટાં ગામો છે.

વિશેષ હકીકત—આ રાજ્યના બધા મહાલો કરતાં આ મહાલ મોટો છે, તેથી અહીંનો વહીવટદાર સૌથી મોટો છે, તેના માનમાં છત્તર અને મશાલ એ રાજચિહ્નો રહે છે આ મહાલ નાઘેરની વચ્ચે આવેલો છે. ગીરમાંથી નીકળનારી નદીઓ આ મહાલમાં વહે છે. જમીન ઘણો રસાળ છે. પાણી બારે માસ અખૂટ અને કુવા છીછરા છે, તેથી ખેડુતો એક બળદના રેંટ વડે પાણી કાઢે છે. કોસ કરતા રેંટ વડે પાણી વધારે નીકળે છે. આ મહાલમાં બારે માસ લીલોતરી રહે છે.

પેદાશ—જુવાર, બાજરી, શેરડી અને તલ.

## બાબરીઆવાડ મહાલ.

ગામો—૫૧. વસ્તી—૨૧૪૨૪. ક્ષેત્રફળ ૧૭૪ ચોરસ મૈલ.

નદીઓ—ધાતરવડી, ઝોલાપરી, ધોળાદરી, રાયડી અને રૂપેણ.

ડુંગરો—કત્તાધાર, લોહર અને શાણો. બંદર—ભેરાઇ, એ આડ બંદર છે.

મુખ્ય ગામો—ભેરાઇ, નાગેશરી, ગાધકડા, કોટડી, ટીંબી અને આરપટોળી. ભેરાઇ-એ આ મહાલનો મુખ્ય કસ્બો છે; ત્યાં મીઠાના અ-ગરો છે. આખા રાજ્યમાં જોઇએ તેટલું મીઠું આ અગરોમાં પાકે છે. આ મહાલનો થાણદાર અહીં રહે છે. તે સરકારી ખાલસા ગામોના વહીવટદારનું કામ પણ કરે છે. નાગેશરી રાયડી નદીને કાંઠે છે, તેનું જુનું નામ નાગપુર પાટણ હતું, તેનું ખંડેર સામે કાંઠે છે. માણસા પાસે શાણાના ડુંગરામાં કોતરી કાઢેલાં ભોયરાં જોવા જેવાં છે. ગાધકડા ફૂલજર નદીને કાંઠે કિલ્લાવાળો કસ્બો છે. આ ગામ જુનાગઢથી અગ્નિ કોણમાં ૮૪ મૈલને છેટે ભાવનગર સંસ્થાનની વચ્ચે આવેલું છે. અહીંઆ નાગજી મહારાજ નામે પ્રખ્યાત જોશી થઇ ગયો છે. કોટડી, ટીંબી અને આરપટોળી નિશાળવાળાં ગામો છે.

વિશેષ હકીકત—આ મહાલમાં બાબરીઆ જાતના કાઠી લોકો રહે છે, ઘણાં ગામોના તેઓ મૂળ ગરાસીઆ છે. તેથી આ મહાલને બાબ-રાઆવાડ કહે છે.

મખ્ય પેદાશ—ઘી, તલ, બાજરી અને શેરડી.



## જાત્રાનાં ઠેકાણાં.

૧ ગિરનાર-નેમનાથ ભગવાનનું દહેરૂં છે, ત્યાં શ્રાવક લોકો જાત્રાએ આવે છે, અંબાજી, ગોરખનાથ, દત્તાત્રેય વગેરે જાત્રાનાં ઠેકાણાં છે, ત્યાં હિંદુ લોકો જાત્રાએ આવે છે. દાતાર-જમીયલશાહ પીરનો ચિલ્લો છે, ત્યાં હિંદુ અને મુસલમાન બન્ને માનતાએ આવે છે.

૨ પાટણ-સોમનાથ મહાદેવનું દહેરૂં છે, ત્યાં હિંદુઓ દર્શન કરવા સારૂ આખા હિંદુસ્થાનમાંથી આવે છે. પ્રભાસ ક્ષેત્ર-ત્રિવેણી નદીને કાંઠે હિંદુ લોકો શ્રાદ્ધ સરાવે છે. દેહોત્સર્ગ-આ જગ્યાએ કૃષ્ણ ભગવાને દેહ મૂક્યો હતો, તેથી હિંદુ લોકો આ જગ્યાને પવિત્ર માને છે અને ત્યાં નહાય છે.

૩ પ્રાચી-કુંડ તથા પીપળો છે. અહીંઆં પણ લોકો શ્રાદ્ધ સરાવે છે.

૪ તુળસીશ્યામ-શ્યામજી ભગવાનનું દેહેરૂં છે. તથા ઊના પાણીના કુંડો છે. અહીં શ્રાવણ વદિ અમાસે મોટો મેળો ભરાય છે.

૫ વંથળી-શીતળનાથનું દેહેરૂં છે, ત્યાં જૈન લોકો જાત્રાએ આવે છે. સુરજ કુંડ એ જુનો કુંડ છે. ત્યાં લોકો નહાવા જાય છે. એ સિવાય કપિલાશ્રમ, વામનજીની જગ્યા વગેરે સ્થળો આવેલાં છે.

---

## વખણાયલી વસ્તુવાળાં શહેરો.

| | |
|---|---|
| ૧ જુનાગઢ-ધોળા પત્થર. | ૨ વંથળી-તાંબા પીતળનાં વાસણો. |
| ૩ માળીઆ-કેરી. | ૪ વેરાવળ-ડુંગળી. |
| ૫ ઘેડ-ઘઉં, ચણા ને ધાણા. | ૬ નાઘેર-જુવાર ને બાજરી. |
| ૭ ગિર-ઇમારતી લાકડું, મધ, મીણ ને ઘી. | ૮ ગિરનાર-વાંસ. |
| ૯ સીલ-રતાળુ ( સકરકંદ ) ને ગોળ. | ૧૦ ભેરાઇ, ધામળેજ-મીઠું |
| ૧૧ ખોરાસા-ગોળ. | ૧૨ કુતિયાણા-દે[illegible] ણાટ. |
| ૧૩ ઊના-ઓછાડ. | ૧૪ પાટણ- પાપડી. |

## હવા ખાવાનાં ઠેકાણાં.

૧ વેરાવળ.  ૨ ચોરવાડ.  ૩ માંગરોળ.

---

## જુનાગઢ રાજ્યની સને ૧૯૧૧ માં થએલી વસ્તી ગણતરીના જાતવાર આંકડા.

| | |
|---|---|
| કુલ વસ્તી. | ૪૩૪૨૨૨. |
| હિંદુ. | ૩૩૮૨૭૦. |
| મુસલમાન. | ૮૮૧૩૫. |
| જૈન. | ૭૧૨૨. |
| ખ્રિસ્તી. | ૬૦. |
| પારસી. | ૬૦. |
| બીજા. | ૫૭૫. |

---

## જુનાગઢ રાજ્યમાં એક હજાર ને તે ઉપરાંતની વસ્તીવાળાં ગામો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | જુનાગઢ ... ... | ૩૫૩૬૪ | ૧૦ | માળીયા ... ... | ૨૯૪૦ |
| ૨ | વેરાવળ ... ... | ૧૫૧૯૦ | ૧૧ | ચોરવાડ ... ... | ૨૮૮૨ |
| ૩ | માંગરોળ ... ... | ૧૫૦૬૨ | ૧૨ | શાહપુર ... ... | ૨૮૩૩ |
| ૪ | કુતિયાણા ... ... | ૧૧૩૬૬ | ૧૩ | વંડાળ ... ... | ૨૮૨૩ |
| ૫ | વંથળી ... ... | ૮૪૦૧ | ૧૪ | કેશોદ ... ... | ૨૮૦૬ |
| ૬ | પાટ ... ... | ૮૬૭૭ | ૧૫ | સુત્રાપાડા ... ... | ૨૭૬૭ |
| ૭ | ઊના .. .. ... | ૬૨૫૧ | ૧૬ | રાણપુર ... ... | ૨૫૪૪ |
| ૮ | દેલવાડા ... | ૩૩૬૭ | ૧૭ | મજેવડી ... ... | ૨૨૭૯ |
| ૯ | બાલાગામ ... | ૩૦૬૪ | ૧૮ | બામણાસા .. ... | ૨૧૨૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ | નાગેશરી ... ... | ૨૦૯૧ | ૪૨ | અમરાપુર ... | ૧૨૩૧ |
| ૨૦ | ગાધકડા ... ... | ૧૯૪૬ | ૪૩ | છોડવડી ... ... | ૧૨૨૫ |
| ૨૧ | અજાબ ... ... | ૧૮૧૨ | ૪૪ | પસ્નાવડા ... | ૧૨૨૧ |
| ૨૨ | ધંધુસર ... ... | ૧૬૯૭ | ૪૫ | લોહેજ ... ... | ૧૨૧૨ |
| ૨૩ | ભેંસાણુ . . | ૧૬૬૫ | ૪૬ | કોયલી ... ... | ૧૨૧૦ |
| ૨૪ | સીલ ... ... | ૧૬૨૧ | ૪૭ | તોરી ... ... | ૧૨૦૭ |
| ૨૫ | થાણા પીપળી. ... | ૧૫૪૫ | ૪૮ | ખડીઆ ... ... | ૧૧૮૯ |
| ૨૬ | ભેરાઈ ... ... | ૧૫૩૩ | ૪૯ | દેવડા ... ... | ૧૧૮૮ |
| ૨૭ | લોઢવા ... ... | ૧૫૧૨ | ૫૦ | કુકસવાડા ... ... | ૧૧૫૫ |
| ૨૮ | ટીંબી... ... ... | ૧૪૮૨ | ૫૧ | ચોર-વડોદરા ... | ૧૧૨૫ |
| ૨૯ | ખાગેશરી ... ... | ૧૪૬૧ | ૫૨ | નીલાખા ... ... | ૧૧૨૧ |
| ૩૦ | વીસાવદર ... ... | ૧૪૪૭ | ૫૩ | આખા ... ... | ૧૧૧૫ |
| ૩૧ | ગેડઅગસરા ... | ૧૩૭૦ | ૫૪ | માડવા ... ... | ૧૧૦૯ |
| ૩૨ | સનખડા ... ... | ૧૩૫૩ | ૫૫ | મહીયારી ... ... | ૧૧૦૮ |
| ૩૩ | મેસવાણુ ... ... | ૧૩૩૬ | ૫૬ | વડોદરા ... ... | ૧૦૭૮ |
| ૩૪ | દેવગામ ... ... | ૧૩૧૬ | ૫૭ | ગાંગડા ... ... | ૧૦૬૩ |
| ૩૫ | દાત્રાણા .. ... | ૧૩૦૬ | ૫૮ | સીમર ... ... | ૧૦૫૯ |
| ૩૬ | મટીયાણા ... ... | ૧૩૦૬ | ૫૯ | આદરી ... ... | ૧૦૫૮ |
| ૩૭ | કણુઝા ... ... | ૧૩૦૫ | ૬૦ | મોણપરી ... ... | ૧૦૩૯ |
| ૩૮ | શેરગઢ ... ... | ૧૨૯૫ | ૬૧ | ધામળેજ ... ... | ૧૦૩૭ |
| ૩૯ | ખોરાસા (ચોર) ... | ૧૨૯૫ | ૬૨ | કોયલાણા... ... | ૧૦૩૬ |
| ૪૦ | અગતરાય ... ... | ૧૨૬૧ | ૬૩ | ઠોયાણા ... ... | ૧૦૨૨ |
| ૪૧ | જુથળ ... ... | ૧૨૪૯ | ૬૪ | નવાગઢ ... ... | [illegible] |



**N. J. VAKHARIA,**

PRIMARY GEOGRAPHICAL SERIES

BOOK II.

# *GENERAL GEOGRAPHY OF GUJRAT*

*Phigical, Political and Industrial Treatment*

*With 12 Illustrations and 3 Maps*

*Specially prepared for use in Gujrati*

*Primary Third Standa.d*

---

**નાનચંદ જશરાજ વખારીઆ કૃત.**

**प्राथमिक भूगोळ ग्रंथमाळा**

**पुस्तक २.**

# ગુજરાતની સામાન્ય ભૂગોળ.

પ્રાકૃતિક, રાજકીય અને ઔદ્યોગિક હકીકત સહિત.

૧૨ સુંદર ચિત્રો અને ૩ નકશાઓ છે

રૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૮૦, કીંમત અઢી આના.

ગુજરાતી પ્રાથમિક ત્રીજા ધોરણના ઉપયોગ માટે.

જુનાગઢ સ્ટેટના મહેરબાન ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ બહાદુરે ત્રીજા ધોરણમાં ચલાવવાને મંજુર કરેલી છે.